"સરસ્વતીચંદ્ર" નું

# અવલોકન.

લે. વિશ્વનાથ વિ. પ્રભુરામ.



# ઉપોદ્ઘાત.

લે. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

કીમત દસ આના.

# चंदनादि तैल.

## CHANDANADI TAYL.

ક્ષય, રક્તપિત્ત, ઉન્માદ, તાવ, ફેફરૂં, શોષ,

કોઢ, ખરજ; વિગેરેમાં ચોપડવા તથા

પીવામાટે અતિ ઉપયોગનું છે.

**કિંમત ત્રણ ઔંસ રૂ. ૧. એક ઔંસ રૂ. ૦॥.**

A valuable preparation both internally and externally for,

*Phthisis, Leprosy, Hysteria, Fever, Epilepsy, Thirst Itching &c.*

| | | | |
|---|---|---|---|
| Price Three ozed bottle ... ... | R. | 1 | 0 |
| „ One „ „ ... ... | R. | 0 | 8 |

VAIDYA PRABHURAM JIVANRAM, AUSHADHALAYA,

Bhuleshwar, Bombay.



# સૌભાગ્યવતાં જયાકુંવર.

## સંસાર-સુખ-દુઃખનાં દશ વર્ષ.

એક કુલીન સ્ત્રીનું ખરેખરૂં અસરકારક વૃત્તાંત.



કિંમત ૧૨ આના



આર્યધર્મપ્રકાશ ઓફિસ.

"સરસ્વતીચંદ્રનું"

# અવલોકન.

લે. વિશ્વનાથ વિ. પ્રભુરામ.



# ઉપોદ્ઘાત.

લે. મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

સંવત ૧૯૪૬. સન ૧૮૯૦.

# પ્રસ્તાવના.

"સરસ્વતીચંદ્ર"ના વિવેચન રૂપે લખાયલાં થોડાંક પાનાં ઉપર વળી પ્રસ્તાવનાની શું જરૂર હતી? આવો પ્રશ્ન થવાનો સંભવ છે. લેખકને પણ એમજ લાગતું હતું; પરંતુ વિવેચન પ્રસિદ્ધ થયા પછી કેટલાક સ્નેહીઓના તે સંબંધી બે ચાર ઉદ્‌ગાર સાંભળી, આટલાં પાનાં વિવેચનનાં ભર્યાં તો થોડીક લીટીઓ પ્રસ્તાવના રૂપે લખવાની જરૂર જણાઇ.

જે ગ્રંથઉપર આ વિવેચન લખાયલું છે તે ગ્રંથ લોકોની અંદર આજસુધીમાં ઘણી સારી રીતે પ્રસિદ્ધી પામી ગયો છે. તેના કર્ત્તા રા. રા. ગોવર્ધનરામની વિદ્વત્તા પણ વિદ્વાન જનોના લક્ષમાં આવી ગઇ છે; માટે તેવિષે આહિંયાં કંઇ લખવાનું પ્રયોજન નથી. આ ગ્રંથ આશરે બે વર્ષ ઉપર મારા હાથમાં અનાયાસે આવી ચડયો તે વાંચતાં તેમાં પાડેલા જનસ્વભાવનું ચિત્ર બહુ આનંદપ્રદ જણાયાથી તે સમયેજ લગભગ એકતૃતીયાંશ ભાગનું વિવેચન લખાયું હતું. આ વિવેચન અકસ્માત્ રા. રા. કેશવલાલ હરિરામની દૃષ્ટિએ પડતાં તેમણે તે લેખ પોતાના તંત્રીપણા નીચે ચાલતાં આર્યધર્મપ્રકાશ નામના માસિક પત્રમાં લેવા ઉત્કંઠા જણાવી. તે વખતે ઉપર જણાવ્યું તેમ થોડોજ ભાગ લખાયલો હતો. બાકી રહેલો ભાગ ઘણું કરીને એ માસિક પત્રના સ્થળની અનુકૂળતા પ્રમાણે લખાયો છે.

હાલમાં ગુજરાતી ભાષામાં કેટલાંક સારી પ્રતિનાં પુસ્તકો પ્રસિદ્ધ થવા માંડયાં છે; પણ તેના પ્રમાણમાં સામાન્ય અને નિરૂપયોગી પુસ્તકોનો વધારો પણ બહુજ થવા માંડયો છે એમ કહિયે તો ખોટું નથી. સામાન્ય વાચકવર્ગ, ગુર્જર લોકમાં, એવો છે કે ગ્રંથ સમજવામાં જરા પણ કઠિનતા લાગે તો તે ગ્રંથ એમ-નો એમજ પડતો મુકેછે. વળી જો કોઈ વિદ્વાન્ માણસ તેજ ગ્રંથ વાંચવા ભલામણ કરે તો પાછો તે ગ્રંથ લઇ ગમે તે રીતે વાંચી જાયછે. આ ઉપરથી એટલું સિદ્ધ થાયછે કે તેમનામાં અર્થાત્ સામાન્ય વર્ગમાં, ગ્રંથ વિષે કઇ પણ મત બાંધવાની શક્તિ ઓછી છે અને તેમ હોવાથી વિદ્વાનોનાં વચન ઉપર તેઓને વધારે વિ-શ્વાસ રાખવો પડેછે. આ ઉપરથી એટલું નક્કી જણાશે કે જો વાચકવર્ગમાં સારા ગ્રંથો વાંચવાની અભિરૂચિ વધારવી હોય તો વિદ્વાનોએ પોતામાંથી એક ગ્રંથવિવેચકવર્ગ ઉભો કરવો.

આજકાલ અવલોકનો કાંઇ થોડાં લખાતાં નથી. બે ચાર અ-ઠવાડીક પત્રો અને દશ પંદર માસિકપત્રો એ કામ કરતાં દેખાયછે. પણ આની અંદર ઘણે અંશે કયા પ્રકારનાં અવલોકન આવેછે તે-વિષે આગળ આવતા ઉપોદ્‌ઘાતમાં ઘણું લખાયલું છે એટલે મારે વિશેષ લખવાની જરૂર નથી. કેટલાંક પત્રો તો માત્ર પુસ્તકોની પહોંચ સ્વીકારીનેજ પોતેં પોતાનું કર્તવ્ય કર્યું એમ સમજેછે. હાલમાં ગુર્જર વર્ગમાં અવલોકનકાર જોઇએ તો બેજ થયા છે. સ્વર્ગવાસી રા. રા. **નવલરામ લક્ષ્મીરામ** તથા રા. રા. **મણિલાલ નભુ-ભાઇ** દ્વિવેદી. આ લેખકો પણ એ કામ પોતાના તંત્રીપણા નીચે

નીકળતાં માસિક પત્રમાંજ કરી શકે એ સ્વાભાવિક છે. રા. **ન**વલરામની અવલોકનશક્તિ માન્ય કરવા યોગ્ય હતી. વિશેષ એટલા માટે કે તેઓ ઘણી સરલ ભાષામાં લખનાર હતા. અને તેથી એક સામાન્ય મનુષ્ય પણ તેમના વિચાર ઘણી સારી રીતે સમજી શકતું. તેમના સ્વર્ગવાસથી આ વિષયમાં બહુ મોટી ખોટ થઈ છે એમ કહેવા વગર ચાલતું નથી. એમના પછી બીજા વિવેચક તરીકે આપણે રા. **મ**ણિલાલને જ જાણીએ. તેમનાં વિવેચન પણ આજકાલ લોકોને બહુ ઉપયોગી થઇ પડેછે. પણ આ બધું તેમના માસિક પત્રમાંજ જોવામાં આવેછે. આપણી ભાષામાં માસિકપત્રો બહુ નાનાં અને તેમાં ચર્ચાવાના વિષયો ઘણા હોવાથી, અવલોકનને માટે સ્થળ બહુ થોડું રહેછે, અને તેથી અવલોકનો બહુ ટુંકાં ટુંકાં જોવામાં આવેછે. આમ હોવાથી થોડા લેખમાં આખાં પુસ્તકોનું વિવેચન આપનાર રા. **મ**ણિલાલનાં અતિ કઠિન ગ્રંથ ઉપરનાં વિવેચનો સામાન્ય જન સમજી ન શકે તો આપણે આશ્ચર્ય થવા જેવું નથી. લંબાણ વિવેચન તો મારા ધારવા પ્રમાણે આજ સુધીમાં માત્ર એકજ બહાર પડયું છે. રા. **નૃ**સિંહરાવે મહાત્મા કહેવાતા **શ્રી**નારાયણ હેમચંદ્રે પ્રસિદ્ધ કરેલા **સં**ન્યાસી નામના ગ્રંથઉપર એ લંબાણ અવલોકન લખેલું છે. **સં**ન્યાસી કોઇ વિદ્વાન્ સત્હૃદય બંગાલી લેખકની પ્રસાદિ છે. એની અંદર જનસ્વભાવની ઉત્તમ પ્રકારની ચમત્કૃતિ છે. **વી**રબાળા અને **મ**રીચિ જેવો સ્વભાવ આજસુધી કોઇ પણ ગુર્જર ગ્રંથમાં જોવામાં આવ્યો નથી. વિશેષ, બીજા ગ્રંથોની અંદર જે નાના

નાના દોષો છે તેવા દોષ આ ગ્રંથમાં જોવામાં આવતા નથી. કેટલાક વિદ્વાનોથી મહાત્મા પદને પામેલા આ આપણા પ્રસિદ્ધ લેખકે ભાષાંતર કરતાં આ ગ્રંથને જો પોતાની અશુદ્ધ, ઠેકાણા વગરની અને કેટલેક સ્થાને મંદ હાસ્ય ઉત્પન્ન કરાવનારી સંસ્કૃતમય ભાષાથી દૂષિત ન કર્યો હોત તો આજ એના જેવો લોકપ્રિય ગ્રંથ બીજો ન હોત. ભાષાના દોષને મૂકી દઈ તેનાં વસ્તુથી અને સંકલનાથી પ્રસન્ન થઈ રા. નૃસિંહરાવે તેના ઉપર પોતાના ઉદ્ગાર કાઢ્યા છે. આ પછી કોઈ પણ લંબાણ વિવેચન આપણી ભાષામાં થયું નથી અને ઉપર જણાવી આવ્યા તેમ જ્યાં સુધી એક અવલોકનકારનો વર્ગ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી એમ થવાનો સંભવ પણ બહુ થોડો છે. આ સાથે જોડેલો ગ્રંથ તો માત્ર સામાન્ય શક્તિના મનુષ્યની રચના છે. વિદ્વાનો એના પ્રત્યે કેવા આદરથી જુએછે તે જોવાનું છે. ઉત્તેજન મળે તોજ આવો બીજો પ્રસંગ આણી શકાય.

આ સાથે જોડેલા ઉપોદ્ઘાતવિષે બે શબ્દ બોલવાની જરૂર છે. રા. નૃસિંહરાવે બહાર પાડેલું વિવેચન તેમણે એક માસિકપત્રની સાથે લોકમાં પ્રસિદ્ધ કર્યું હતું. તેમણે સાધારણ રીતે પુસ્તક પ્રસિદ્ધ કરવાનો માર્ગ મેલી આ નવીન માર્ગ લીધો તે ઉપરથી એમ જણાયછે કે આ પ્રકારનાં પુસ્તકો વિષે લોકોની અભિરૂચિ બહુ નથી. આ મંદ રૂચિ સતેજ કરવા એક તદ્વિષયપ્રવેશક લેખની જરૂર-જણાઈ. મારા સ્નેહી રા. મણિલાલ આ વિષયમાં બીજા વિદ્વાનો કરતાં વિશેષ ધ્યાન આપતા હોવાથી મારા

તરફથી એટલું કાર્ય કરવાની મેં તેમને વિનંતિ કરી, અને તે તેમણે ખુશીથી સ્વીકારીને આ સાથે જોડેલો ઉપોદ્ઘાત લખ્યો. એમના ઉપોદ્ઘાત વિષે મારે બોલવાની જરૂર નથી. તેમણે જે પ્રકારના નિયમો તેમાં દર્શાવ્યા છે તે નિયમોને અનુસરી અવલોકનો લખાય તો, તે, બહુ ઉત્તમ પ્રકારનાં થાય. એક પક્ષ એમ પણ કરી શકાય કે આવા લેખમાં આવા ઉંડા નિયમોનું શું જરૂર છે? પરંતુ વિચારતાં જણાશે કે આ નિયમો કાંઈ બંધનરૂપ થતા નથી. વિદ્વાન્ લેખકથી તે નિયમો અનાયાસેંજ પળાઈ જાયછે. ખરૂં જોતાં તો વિદ્વત્તા ભરેલા લેખમાંથી આ સાધારણ નિયમો મળી આવેછે. નવીન લેખકે તો પોતે અન્ય માર્ગે ન ખેંચાઈ જાય તેમાટે સાવધાન રહેવા આવા નિયમોને અનુસરવું જ જોઈએ. કોઈ વિદ્વાન્ એ નિયમ પાળતો ન જણાય, તો તેમાં કાંઈ અન્ય કારણને લઈ તેમ કરવું પડેલું હોયછે.

પ્રસ્તુત અવલોકન વિષે પણ થોડું બોલવા જરૂર છે. મ્હારાથી એમ કહેવાયજ નહીં કે એ સર્વ રીતેં સંપૂર્ણ છે. ઉપોદ્ઘાતમાં આવેલા નિયમોનું અનુસરણ થયું છે કે નહીં અથવા સર્વાંશે એ અવલોકન કેવા પ્રકારનું થયું છે, એ નિશ્ચય કરવો એ વાચકવર્ગનું કામ છે. તેમાં કેટલીક ખામીઓ હશે. મારાથી મૂળ ગ્રન્થના સર્વ ભાગપર સરખી રીતે ધ્યાન નથી અપાયું એમ કેટલાક માનશે. હું એટલુંજ કહી શકું કે જે ભાગપર જેટલું લક્ષ આપવું જોઇએ એમ મને લાગ્યું તેટલુંજ આપ્યું છે. આટલા સમાધાન પછી બીજી

રીતે પણ કેટલાકને તે અપૂર્ણ લાગશે અને તે તો હું પણ અંગિકાર કરૂંછું કે જો, જે માસિકપત્રમાં એ છપાયું તેની સગવડઉપર મારે લક્ષ આપવું ન પડયું હોત તો કદાચિત્ કેટલાંક સારાં પ્રકરણોનું વિશેષ વિવેચન કરવા પ્રયત્ન કરત. એ સર્વ પ્રસંગોની અનુકૂલતા ઉપર આધાર રાખેછે. એ અનુકૂલતા બીજી આવૃત્તિ બહાર મુકતાં પણ મળી નથી અને એ અપૂર્ણતા એમને એમજ રહી ગઈ છે.

પ્રસ્તાવના વિશેષ ન લંબાવતાં છેવટ આ અવલોકન પોતાનાં પત્રમાં છાપવા માટે **વેદધર્મસભાની** કાર્યભાર મંડળીનો તેમજ મારી વિનંતિ ઉપર લક્ષ આપવામાટે રા. રા. **મણિલાલ નભુભાઈ** દ્વિવેદીનો ઉપકાર માની સમાપ્ત કરૂંછું.

ચૈત્ર શુદી ૧૧ વાર રવિ.

**વિ. પ્ર.**

અવલોકન સંબંધી

# ઉપોદ્ઘાત.

લે. મણિલાલ નભુભાઈ દ્વિવેદી બી. એ;
કેટલોક સમય સામલદાસ કાલેજમાં સંસ્કૃતના
અધ્યાપક (પ્રોફેસર.)

# ઉપોદ્ઘાત.

રા. રા. ગોવર્ધનરામ માધવરામ ના "સરસ્વતીચંદ્ર" નું અવલોકન કર્યા પછી, તદ્વિષયક ઉપોદ્ઘાતરૂપે કાંઈ લખવા મને રા. રા. વિશ્વનાથ પ્રભુરામે કહ્યું. એ પ્રસંગનો યોગ્ય લાભ લઈ મારા મનમાં જે વિચાર અવલોકનસંબંધે કાંઇક રમી રહ્યા છે તેજ પ્રદર્શિત કરવા ઉચિત ધાર્યું. "સરસ્વતીચંદ્ર"ના ગુણદોષનું વિવેચન કરવું કે તેના ઉપરના અવલોકનની પરીક્ષા કરવી એ કર્તવ્ય મેં માથે લીધું નથી, એ ઉભય પરત્વે વાચક પોતે, મારા અવલોકન સંબંધી ઉદ્ગારને વિચારી પોતાનું મત બાંધી શકશે.

પ્રખ્યાત શ્રી ભોજરાજે પોતાની રાજમાર્તંડ નામની યોગસૂત્રટીકાના મંગલાન્તે ઠીક કહ્યું છે કે दुर्बोधं यदतीव तद्विजहाति स्पष्टार्थमित्युक्तिभिः स्पष्टार्थे त्वतिविस्तृतिं विदधाति व्यर्थैः समासादिकैः । अस्थानेऽनुपयोगिभिर्बहुतरैर्व्यर्थं भ्रमं तन्वते बोद्धॄणामिति वस्तुविक्लवकृतः प्रायेण टीकाकृतः ॥ * સત્ય છે કે ટીકાકારો વસ્તુવિકલવ કરના-

---

* જે દુર્બોધ હોય તેને "એ તો સ્પષ્ટ છે" એમ કહીનેજ તજી દેછે, ને જે સ્પષ્ટાર્થ હોય તેના ઉપર પંડિતાઈ બતાવવા, નકામા નકામા સમાસાદિના વિગ્રહ સમજાવવાનું ડોળ કરી બહુ ટાયલું વિસ્તારેછે; જ્યાં જરૂર ન હોય તેવે ઠામે કેવલ નિરુપયોગી બહુ બહુ વાતો દાખલ કરી ઉલટો વાચનારને મિથ્યાભ્રમ પેદા કરેછે; એમ પ્રાયશઃ ટીકા કરનારા જે શુદ્ધ મૂલવસ્તુ હોય તેને કેવલ ચુંથી નાખેછે.

રાજ છે. પોતાના પાંડિત્યનું દર્શન કરાવવાની મિથ્યા લાલચમાં તેઓ પોતાનું કર્તવ્ય વિસરી જાયછે, ને જેનું વિવેચન કરવાનું છે તેને બાજુપર મૂકી માત્ર પોતાના પાંડિત્યનું વિવેચન કરવા બેસેછે. **ભોજ**રાજે આ અભિપ્રાય આપ્યો તે વખતે તેના હૃદયમાં **શ્રીશંકરાચાર્યે**, કે **શ્રીમલ્લિનાથ** જેવા વિવેચકો નહિજ હોય. યદ્યપિ ટીકાકારો મૂલવસ્તુનો વિકલવ કરનારા છે એ નિઃસંશય છે તથાપિ ટીકાકારોને લીધેજ કાવ્ય, શાસ્ત્ર, આદિ અનેક દર્શનના પ્રણેતા અમરત્વ ભોગવવા સમર્થ થયા છે એમ કોણ નહિ સ્વીકારે? **કાલીદાસને મલ્લિનાથે** અમર કર્યાં છે, જેમ તેના પાશ્ચાત્ય સમધર્મા **શેકસપીઅર** ને **જર**વાઈનરે અમર કર્યાં છે. **શેકસપીઅર** અંગરેજ કવિ છતાં પોતાના દેશીઓથી એટલો અવમાનિત હતો કે તેની મહત્તા અને ચમત્કૃતિ સમજાવવાનું માન એક પરદેશી–**જરમન**–ને ઘટેછે. કાલે કરીને જ્યારે નાટકશાલાના પડદા સંભાળનારાને સંભારનારા અસ્ત થયા, અને દેશકાલપ્રમિતમૂર્તિ ઉપરથી હૃદયના આવેશનાં આવરણ દૂર થયાં, ત્યારે–મોડું તો મોડું, પણ અસંશય યોગ્ય માન જેને ઘટતું હતું તેને મળ્યું. ગુણની ગણના તેના ઉદ્ભવની સાથેજ થાય એવું તો કવચિત્‌જ બનેછે, પણ તે થયાવિના રહેતી નથી. **उत्पत्स्यतेऽस्ति ममकोऽपि समानधर्मा कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी*** એમ જે **ભવભૂતિએ** કહ્યું છે તે વાસ્તવિક છે. એ વાક્ય પણ ટીકાકારોથી નિર્વેદ પામીને સાર્થ સ્વગુણાભિમાની પંડિતકવિએ કહ્યું છે, ને તેની સત્યતા કાલે સિદ્ધ કરીછે.

---

* છે કો સમાન મમ કે પછી કોઈ થાશે;
પૃથ્વી વિશાલ વળી કાલ અનન્ત ભાસે.

માલતીમાધવ. ભાષાન્તર.

આટલું તો આપણે ટીકાકારોના સંબંધે કહ્યું. પણ પ્રકૃત વિષય સાથે એને કાંઈ સંબંધ છે? ટીકા એ શબ્દના અર્થમાં જે અન્તર આજ થઈ ગયુંછે તેને લીધે આ શંકાનો અવકાશ છે. લોક એમજ જાણેછે કે ટીકા એટલે નિંદા; કોઈનો દોષ કાઢવો, ગુણમાં પણ દોષ આરોપવો! ટીકા શબ્દનો મૂલ અર્થ તો માત્ર સ્પષ્ટીકરણ, વિશેષવિચાર, વિવેચન, અવલોકન, એટલોજ છે; ને આપણે જે કહી ગયા તે પણ તેનેજ માટે. ટીકાનો જે અર્થ આજ કાલ પ્રચલિત છે તેને ટીકા કહેવાયજ નહિ. તેની જરૂર પણ નથી. એનું નામ તો માત્ર નિંદા છે, ને તે અધમ લેખકોની ઉપજીવિકા છે. એના વિષે આપણે કાંઈ બોલવાની જરૂર નથી. દા. જોન્સને બહુ માર્મિક રીતે એવા નિંદકો માટે કહ્યુંછે કે "તેમનામાં જે ન્યૂનતા હોયછે તેને પૂર્ણતારૂપે જણાવવા એવા લોકો કોઈ સંપૂર્ણ જણાતા મહાશયોને નીચા નમાવવા વેવલાં વીણેછે, કે તેમ કરવાથી તેઓ પોતે કાંઇ પ્રસિદ્ધિ પામે. પણ તેમને જે અપ્રસિદ્ધિ અતિ ઉચિત છે તેમાંજ રહેવા દેવાનો એકજ રસ્તો છે, ને તે એ કે તેમની કોઇએ દરકાર ન કરવી."

લોક અર્થાત્ વાચકવર્ગ પણ એમ જાણેછે કે ટીકા થવી એ મહા હાનિ અને કષ્ટ છે. ટીકા થઇ એટલેજ જાણે કાંઇક દૂષણ છે એમ સિદ્ધ થઇ ચુકયું! આવો લોકભ્રમ પણ અધમ ટીકાકારોના અસદાચરણથી પેદા થયોછે. પણ એમાં કાંઇ સાર નથી. નિંદા કરનારની નિંદા સત્ય હોતી નથી, ને નિંદાને બદલે, વાસ્તવિક ટીકાકારના મતભેદથી, જે હોય તેને દૂષણ લાગતું નથી. લોક એમ માનતા હોય કે એક માણસ જે લખે અથવા બોલે તે ત્યારેજ ખરૂં કહેવાય કે જ્યારે તેને સર્વ પ્રમાણ કરે, તો આ કરતાં વધારે મ્હોટી ભુલ બીજી કોઇ નથી. શ્રીરામ જેવા અકલંકિત

મહાત્માનું શુદ્ધ ચરિત પણ લોકદૃષ્ટિએ કેવલ અદૂષિત નથી, તો સામાન્ય આચાર વિચાર પરત્વે મનુષ્યમાત્ર એકમત થાય એમ આશા રાખવી વ્યર્થ છે. એવું સામાન્યતઃ મનાયછે કે "સો શાણાનો મત એકજ" તથાપિ મારૂં માનવું તો એમજ છે કે મતભેદ એ કોઇ પણ દેશની વિદ્યાસમૃદ્ધિનું સુચિન્હ છે, ને જેમ વસ્તુગત્યા અનિવાર્ય છે તેમ લાભકારી છે. સત્ય છે તે એવું નથી કે મતાંતર સહન ન કરી શકે. જે અસત્ય છે તેજ મતાંતર સહન કરવા અસમર્થ છે. ગમે તે બાજુએથી જુઓ પણ સત્યપ્રતિમા સર્વથા એકરૂપેજ સમજાશે; પણ અસત્ય તો માત્ર જે બાજુએથી જોવાને લીધે સત્યાભાસ જણાઇ શકતું હોય, તેટલી બાજુએથીજ ઇષ્ટરૂપે સમજાશે. આમ સત્યને મતાંતરનું ભય નથી. મતાંતર સહન કરવું એ અતિ ઉદારબુદ્ધિ અને વિશાલવિદ્યાપ્રસાદનું ફલ અથવા લક્ષણ છે. ત્યારે લોક એમ સમજે છે કે ટીકા થઇ એટલેજ દોષ સિદ્ધ થયો તે ભ્રમ છે એટલુંજ નહિ, પણ જેના ઉપર ટીકા નથી થતી તે દોષવાળું છે એમ હોવાનો સંભવ છે. જે ગ્રંથ, જે લેખ, જે ઉક્તિ, વિદ્વચ્ચર્ચાને યોગ્ય થઇ તે, યદ્યપિ મતાંતરગ્રસ્ત હોય તથાપિ, સાર્થ છે, ધન્ય છે, ઉત્તમ છે, વિશુદ્ધ છે.

ત્યારે હવે આપણે ટીકા શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા સમર્થ થઈશું. ટીકા એ શબ્દ પ્રાચીન સમયમાં તો વિવેચન કે વિવરણમાટે રૂઢ હોય એમ જણાયછે. પ્રકૃતસમયમાં, પાશ્ચાત્યરીતિને અનુસરતાં, જે રીતે ગ્રંથાદિને તપાસવાનો પરિચય પ્રચલિત છે, તેને ટીકા એ નામ ઘટતું નથી. અંગરેજીમાં એને "રિવ્યુ" કહેછે, ને તેનો ધાત્વર્થ 'પુનરવલોકન' એટલોજ છે. એટલે આપણી ભાષામાં પણ એને આપણે 'અવલોકન' એમ કહીએ, કે એવાજ અર્થના કોઈ શબ્દથી વ્યવહરીએ, તો યથાર્થ છે. એમ કરવાનું

બીજું પણ કારણ છે. ટીકામાં જે હોય તેનોજ આશય સ્પષ્ટ કરાયછે, અવલોકનમાં તે ઉપરાંત તે વિષયનું સાંગ સ્ફોટન નિરૂપાયછે. જે વિષય હોય તેજ વિષયને પુનઃ અવલોકી તેનું રૂપ જેવું નિરૂપકે આલેખ્યું હોય તેવું અન્ય રીતે, પણ મૂલને અધિક પ્રકાશ મળે તેમ, સ્પષ્ટ કરવું એ અવલોકનનો વિષય છે. શબ્દભેદ નક્કી કરતાં, આ પ્રમાણે, આપણે અવલોકનનો અર્થ પણ જોઈ લીધો. દોષ કાઢવા બેસવું એ અવલોકન નથી, અર્થાત્ અવલોકનનો હેતુ નથી. એટલે સુધી પણ કહીએ કે અમુક રચનાને સારી નરસી જણાવવી એ પણ તેનો હેતુ નથી. અવલોકનનો હેતુ તો માત્ર એટલોજ છે કે પ્રકૃત વિષય જેવો આલેખાયો હોય તેવો સ્પષ્ટ કરતાં તેના ઇતરથાસિદ્ધ થતા સંપૂર્ણ રૂપે વાચક આગળ મૂકવો. એમ કરતાં હેયોપાદેય અંશ બતાવવા પડે તેમાં કાંઈ હાનિ નથી; પણ તે બતાવવા એજ અવલોકનનો હેતુ નથી. બીજી રીતે બોલીએ તો પ્રકૃત લેખકને ઉપદેશ આપવો એ અવલોકનનો હેતુ કે વિષય નથી, તન્નિરૂપિત વિષયને સ્પષ્ટ કરી વાચકોને શુદ્ધ બોધ કરવો એ તેનો હેતુ ને વિષય છે.

ત્યારે એમ કલ્પના થાય કે પ્રકૃત વિષયનો નવીન ગ્રંથજ લખવો? ના. એમ કરવામાંજ આપણા આજ કાલના કહેવાતા ટીકાકારો ગોથું ખાયછે. પોતાના મનમાં કોઈ વિષયનું રૂપ ગમે તેવું કલ્પેલું હોય તેને, અને તેજ વિષય જે રૂપે પ્રકૃત નિરૂપકે ચિતર્યો હોય તેને કાંઈ સંબંધ કરાવવો એ મહોટી ભુલ છે. એજ ભુલમાં ટીકા કરવાનું ડોળ રાખનારા વારંવાર પડેછે, ને સૂર્યમાં પણ અંધારૂં દેખી બીજાને દેખાડવાનો વ્યર્થ પ્રયાસ કરેછે. આગળ લખી ગયો છું કે મતાંતર સહન કરવું એ ઉદારબુદ્ધિનું

લક્ષણ છે. તો વિષયને રૂપાંતરે નિરૂપનારને પણ સહન કરવો એ અવલોકન કરનારનું પ્રથમ અને મુખ્ય કાર્ય છે. પોતે તે વિષયને કેવો નિરૂપત એ બતાવવાનું કામ તેનું નથી, પણ જેવો નિરૂપિત કર્યો છે તેવો શા પ્રકારે કર્યો છે તથા તેમાં શું રહસ્ય છે એ સમજાવવાનું તેનું કર્તવ્ય છે. એટલાજ માટે આપણાં શાસ્ત્રોમાં અનુબંધચતુષ્ટયનો વિવેક રાખેલો છે. પ્રત્યેક અવલોકનકારે એ ચાર અનુબંધપૂર્વક પ્રતિલેખને અવલોકવો, એટલે ઉક્ત દોષ થ-વાનો સંભવ પ્રાયશઃ આવશે નહિ. અનુબંધ ચાર છે. વિષય, સંબંધ, પ્રયોજન અને અધિકાર. વિષય એટલે લેખનો વિષય; સંબંધ એટલે તે લેખ અથવા લેખક, અને પ્રતિપાદ્ય વિષયનો સંબંધ; પ્રયોજન એટલે એ લેખની પ્રવૃત્તિનું કારણ; અને અધિકાર એટલે કોનેમાટે એ લેખ રચાયો છે તે. આ ચાર વાતનો યોગ્ય વિ-ચાર કરી અવલોકન ચલાવ્યું હોય તો પોતાના અભિપ્રાયો અંદર ન આવી જતાં પ્રકૃત વિષયના રૂપનેજ સ્પષ્ટ કરવામાં વળગી રહી શકાય, અને એમ અવલોકનકાર પોતાના કૃત્યમાં વિજયી નિવડે. અવલોકનનો હેતુજ ઉપદેશ આપવાનો છે, અર્થાત્ જે વિષયનો લેખ હોય તે વિષયથી જે લાભ છે તે લાભને અધિકતર ફલપ્રદ કરવાનો છે. કેવલ "સારૂં" કે "નઠારૂં" એમ મત આપવાનું કામજ તેનું નથી, કેમકે કારણવિનાનો મત, સારો હોય તથાપિ, બુદ્ધિમાનને સંતોષ આપી શકતો નથી, ને સકારણ નઠારો હોય તો પણ તેમને તે માન્ય થવામાં નિષ્ફલ થતો નથી. આટલુંજ નથી, પણ એવો મત એ તો ગૌણ વિષય છે, ને તે જ્યારે મુખ્ય વિષય, એટલે પ્રકૃત વિષયનું સ્પષ્ટીકરણ, તેના અંગે હોય ત્યારેજ આસ્વાદયુક્ત લાગેછે. માટે વિષયનું નવુંજ રૂપ પોતે બાંધવા બેસવું એ કેવલ ભુલ છે, ને તે તજવામાટે અનુબંધચતુષ્ટય ઉપર

લક્ષ રાખી વિવેક કરવો. અનુબંધચતુષ્ટય ઉપર લક્ષ રાખી વિષયનું અધિક સ્ફોટન કરવું એજ અવલોકન કરનારનો આશય હોવો જોઇએ. એનું પ્રાચીન પ્રમાણ તો એજ છે કે કોઈ પણ સંસ્કૃત ગ્રંથ હું કહુંછું તેથી જુદા પ્રકારની ટીકાવાળો જડતો નથી. **માલવિકાગ્નિમિત્ર** કે **રત્નાવલી** કે નાનાસ્તોત્ર તે પણ અતિ ઉત્તમ ટીકાવડે ઘણાં ગૂઢને રહસ્યવાળાં જણાયાં છે. મને લાગેછે કે એજ ગ્રંથો કે છેક **માલતીમાધવ**, કે **ઉત્તરામચરિત**, **શકુંતલાદિ** પણ, હાલના "ટીકા" કરનારાઓને સાંપ્યાં હોય તો તેમને ભાગ્યેજ તેમાં પ્રતિપદ દોષ જડ્યાવિના રહે. અરે! **પાણિનીયનાં** ટુંકાં ટુંકાં સૂત્રમાંથી વ્યાકરણનો ભાષ્યાન્ત અનન્ત ભંડાર, કે **વ્યાસસૂત્રથી** વેદાન્તભાષ્યોનો વિપુલ સમુહ આમ હોત તો જન્મ પામ્યો હોત! ત્યારે એજ સિદ્ધ છે કે અવલોકનકારનો હેતુ વિષયના અનુબંધને અનુસારે તે વિષયને અધિક સ્પષ્ટ કરવાવિના બીજો છે નહિ, હોય નહિ, હોવો ઘટે નહિ.

બીજી પણ એક શંકા ઉઠશે. શાસ્ત્રસિદ્ધ નિયમાનુસાર વિવેક કરવો એ અવલોકનકારને સિદ્ધિપ્રદ છે કે નહિ? આ શંકાના સમાધાનપરત્વે ઐકમત્ય હોવું અશકયવત્ છે. તથાપિ વિસરી જવું જોયતું નથી કે મહાલેખકોના પ્રયોગ એજ એ શાસ્ત્રના પણ કારણરૂપ છે; એટલા ઉપરથીજ निरंकुशाः कवयः એ સંસ્કૃત ઉક્તિ, અને "લાઈસેન્સ" ઇત્યાદિનો પાશ્ચાત્ય વિચાર, બે ઉદ્ભવ્યાં છે. અર્થાત્ સિદ્ધ મહાશયોના પ્રયોગ આગળ શાસ્ત્ર, એક સમયે, અસિદ્ધ ગણાય તો પણ બાધ નથી; તથાપિ સૂક્ષ્મ અને વિશાલ અવલોકનશક્તિના પ્રભાવે જે નિયમો અનાદિ ઈતિહાસથી સિદ્ધ માન્યા છે તેમનો અનાદર પણ ઔચિત્ય નથી. આરંભમાં શાસ્ત્રદૃષ્ટિએ વર્તવુંજ યોગ્ય છે, આવશ્યક છે, સંપૂર્ણ થવાયું

હોય તો પછી યથારુચિ જવામાં બાધ નથી. એમાં પણ બે વાત છે. વિષયમાત્ર દ્વિપ્રકારે રહેલા છે. સિદ્ધ અને કલ્પિત, અથવા અનુભવવિષય અને વિચારવિષય. જે જે સિદ્ધવિષય છે, તેમાં તો શાસ્ત્રની શૃંખલાને વળગી રહેવાથી કશો લાભ નથી, ઉલટી હાનિ છે. સિદ્ધવિષયની શૃંખલા તોડવાથીજ કપિલ, બુદ્ધ, શંકર; ગેલીલીઓ, બેકન, કેન્ટ, આદિ અનેક મહાપુરુષો થયા છે. કલ્પિત વિષયમાં પણ તેમ નથી થયું એમ નથી, પણ તેમાં શાસ્ત્રસંપ્રદાયને વળગી રહેવાથી વધારે લાભ છે. માઘ કે ભારવિ કવિનાં કાવ્યને ભવભૂતિ કે કાલીદાસનાં કાવ્ય સાથે, કે પોપ અથવા ડ્રાયડનની રચનાને વર્ડ્સ્વર્થ કે શેલીના તરંગ સાથે સરખાવીએ તો તુરત એમ સિદ્ધ થાય કે શાસ્ત્રશૃંખલા આવા વિષયમાં પણ લાભકારી નીવડી નથી. છતાં જ્યાં કલ્પનામાત્રજ આપણને રસ્તો બતાવવામાં સહાય છે, ત્યાં પૂર્વના અનુભવે સિદ્ધ કરેલા નિયમોનો કેવલ અનાદર ઇષ્ટ નથી. એ અનાદરથીજ ઉત્તમતા સિદ્ધ થાયછે એમ જે સમજવું છે તે સમજણનાં પરિણામ તો આપણને નિત્ય અનુભવાયછે. જે પતંગવત્ લેખલીલા આપણી દૃષ્ટિમર્યાદામાં પ્રતિસૂર્યોદયે ઉદય પામી એ અવિકૃત તેજસ્વીના નૈમિત્તિક અસ્ત સમયે નિતાન્ત નાશ પામેછે તે એનુંજ શોચનીય પરિણામ છે. કાવ્ય, તત્ત્વદર્શન, ઇત્યાદિ કલ્પનાપ્રભવ શાસ્ત્રોમાં પ્રાચીન અનુભવ બહુ ઉપયુક્ત થાયછે, તો પણ તેનાજ દાસ થવાની ભલામણ, હું પોતે તો, લેખક કે અવલોકનકાર કોઇને કરી શકતો નથી. એક ઉદાહરણથી વાત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરૂં. લોક જાણેછે કે કાંઈ પણ કલ્પવું, ગોઠવવું, એ કલ્પના છે. ચાર પુરુષ, બે સ્ત્રી, અને બે ચાર ગીત, એટલે કલ્પિત કથા, જેને કાદંબરી એ હાસ્યજનક નામથી તેઓ ઓળ-

એછે, તે થઈ ! આવી કથાઓનાં પાત્ર જુઓ, તેમની વૃત્તિ જુઓ, તો તમને હુંમેશાં કોઇ પણ ગામના ગમે તેવા વિભાગમાં સહજમાં સોવાર નજરે પડે. આવી રચનાથી શો લાભ છે? એનાથી ત્દ્દયમાં કયો વિસ્તાર વ્યાપવાનો છે, બુદ્ધિમાં શી શક્તિ ઉમેરાવાની છે, કે સંસારમાં ઉત્તમાધિકારી ગૃહસ્થપણું ઉદ્‌ભવવાનું છે? એ વાર્તા તે કલ્પના નથી પણ માત્ર રચના છે. તેમાંનાં પાત્ર ખરાં નથી, પણ ઉભાં કરેલાં છે, કલ્પેલાં નથી.* કલ્પનામાં કાંઇક દિવ્યશક્તિ છે, કાંઈક આર્દ્રતા છે, કાંઇક રેસાયન છે. તેની દૃષ્ટિજ જે ઇષ્ટભાવ હોય તે ઉપજાવવાને, તેમાંજ બીજાને પીગળાવવાને સમર્થ છે. તેની અસર. આજીવિત છૂટતી નથી. એવી કલ્પના કરવા માટે શાસ્ત્રાનુશીલનની આવશ્યકતા નથી, પણ જે લોક રચનામાત્રનેજ કલ્પના ઠરાવી ખ્યાતિ પામવા મથેછે તેમને શાસ્ત્રાનુશીલનથી બહુ અપ્રતિમ લાભ છે. અવલોકનકારને તો પાછું અનુબંધચતુષ્ટય ઉપર જઈ તપાસ કરવાનું છે, પણ તેમાં તેણે કયાં શાસ્ત્રનેજ વળગવું, કયાં બીજાનેજ જોવું, તે આ રીતે સ્પષ્ટ થઈ શકે. તત્ત્વશાસ્ત્રમાં પણ એવુંજ છે. પ્રાચીન ઈતિહાસ અતિલાભપ્રદ છતાં, તેનેજ વળગી

---

* આ સ્થલે કોઈને સહજ શંકા થાય કે સ્વભાવમાત્ર, અર્થાત્ જેવું છે તેવુંજ વર્ણન હોય તે શું નિરર્થક છે? તેમાં બુદ્ધિશક્તિની જરૂર નથી? મારૂં મત એમ નથી કે તેમાં બુદ્ધિની જરૂર નથી કે તે વ્યર્થ છે. પણ તેમાંથી પણ એકત્ર કોઇ ઉચ્ચતરભાવ ફલતો નહોય તો એ પ્રયાસ કેવલ ચર્વિતચર્વણ હોઇ નિઃસાર છે. જેને અંગરેજીમાં "રીઍલિસ્ટિક" પદ્ધતિ કહેછે, તે આ પ્રમાણે લેખનશક્તિનો સાર નથી, તેનું એક અંગ છે, ને જ્યાં જ્યાં કોઈ ઉત્તમાભિલાષા કે ઉત્કૃષ્ટભાવની એકત્રરૂપે પણ સૂચક નથી—જેવી તે વારંવાર હોયછે—ત્યાં તો નિઃસાર, અધમજ છે.

રહેવું એજ ઇષ્ટ નથી. સર્વત્ર નૂતનતાનો ઉદ્ભવ શાસ્ત્રોલ્લંઘનથી થયોછે, પણ તેમ કરવાની શક્તિ શાસ્ત્રાભ્યાસથી આવી છે. આમ જ્યારે દ્વિધા નિયમ બતાવ્યો ત્યારે સિદ્ધ એકજ વાત શી છે કે, જેને અવલોકનકાર પકડે. બધામાં સિદ્ધ નિયમ અનુભવ એજ છે. આ વિશ્વની જેવી રચના છે, તેના જેવા નિયમ છે, તેમાંનાં મનુષ્ય પ્રાણી પદાર્થ ઇત્યાદિની જેવી પ્રકૃતિ છે, તેનાથી વિરુદ્ધ કાંઇ પણ વાત ન હોય એજ તે વાતની યોગ્યતાની પૂર્ણ સૂચના છે. ગમે તેવા સંભવ પણ શક્ય હોય એજ તેમને યોગ્ય ગણવાની કસોટી છે. અવલોકનકારને નાના નાના લેખનું અવલોકન કરવાનું નથી, તેને આખા વિશ્વનું, જનસ્વભાવનું, ને અનેક સંભવોનું સૂક્ષ્મ અવલોકન કરવાનું છે, કે જેથી વિવિધ કલ્પનાથી ઉદ્ભવતાં ચિત્રની શક્યાશક્યતાનો વિવેક કરી તેમાંથી તે સાર કાઢી શકે. સિદ્ધ કે કલ્પિત શાસ્ત્રમાત્રની પ્રવૃત્તિ આ વિશ્વના ચમત્કાર કે સંભવનો ખુલાસો આપવા માટેજ છે. એક સરસ કાવ્યથી માંડીને તે રસાયન કે ખગોલ કે ભૂસ્તરના શોધ પર્યંત, કે તત્વજ્ઞાનનાં રહસ્ય પર્યંત પણ હેતુ તેનો તેજ છે. તો એ હેતુ પાર પાડવામાં જે જે સંબંધે જે જે સંભવ કે સિદ્ધ અનુભવ યોજ્યા હોય તેમને માત્ર શક્યતાના ધોરણથી તપાસવા; અને એમ કરતાં તે સંભવોની યોજનાથી ચાલતી વિશ્વરચનાને સમજવામાં, એક અતિઅલક્ષિત અંશે પણ, સહાય મળતી હોય, ચાલતી નિકૃષ્ટ પ્રવૃત્તિને ઉત્કૃષ્ટ કરવામાં સહજ પણ માર્ગ બતાવાતો હોય, તો તે મુખ્યરીતે સ્પષ્ટ કરી પ્રયત્નને સાર્થ ગણવો. ત્યારે શક્યતા અને ઉપયોગ એ બેજ વાત, અનુબંધચતુષ્ટય ઉપરાંત, અવલોકનકારે લક્ષમાં લેવાની છે. દેશકાલાદિ જે જે વિચાર છે તે શક્યતામાંજ અંતર્ભૂત છે, ને એ શક્યતા તથા ઉપ-

યોગ ઉભયને પ્રાચીન શાસ્ત્રાકારો ઔચિત્ય એવું એકજ રમણીય નામ આપેછે.

શાસ્ત્રસિદ્ધિ નિયમો પણ દેશકાલગત ઔચિત્યને વશ છે; કેમકે શાસ્ત્રનો ઉદ્ભવ જે અનુભવથી થાયછે, તેના પ્રયોગ આ અઘટિતઘટનાપટીયસી માયામાં નિત્ય નવા નવા ચાલતાજ છે. એવાં ઘણાં ઉદાહરણ મળી આવે કે જ્યાં અનેક પ્રાચીન નિયમ અર્વાચીન સમયે બદલાઇ ગયા હોયછે. એક નાટયશાસ્ત્રમાંજ લઇએ તો પ્રસ્તાવનાનો જે આવશ્યક નિયમ "नासूचितं विशेत्पात्रम्" એ ભરતમતાનુસાર હતો; તે હવેની રંગરચના જેતાં બહુ જરૂરનો નથી. એમજ નવીન રંગરચનાએ "પ્રવેશ" પાડવાનો પ્રયોગ દાખલ કરાવ્યો છે તે આવશ્યક અને યોગ્યજ છે. વળી નાટકાદિ પરત્વે પણ નિર્વહણ સંધિમાં કરૂણ ન જોઈએ, અથવા અદ્દભુતજ જોઇએ. આવો જે શાસ્ત્રપ્રચાર છે તે વર્તમાન સમયને કવચિત્જ સુશ્લિષ્ટ લાગે તેવો છે. કાવ્યાદિપરત્વે આવું છે એમ નથી, પણ શાસ્ત્રમાત્રમાં એવું છે. એટલે અવલોકનકારે કેવલ શાસ્ત્રબદ્ધ થવું અનેક વાર હાનિકારક છે.

શાસ્ત્રશૃંખલાને કયાંસુધી સ્વીકારવી એ સમજાવતાં આપણે ઔચિત્યનો વિચાર નિયામક ઠરાવ્યો. એ ઔચિત્યને અંગેજ એક બીજો વિચાર પેદા થાયછે. લેખમાત્રમાં જે કથાકાવ્યનાટિકાદિ વિષયના લેખ છે તેમાંનાં પાત્રોના વર્તનાનુકૂલ ફલપરત્વે ઘણા ભિન્ન ભિન્ન વિચારો છે. આમાં મારૂં આધીન મત તો એજ છે કે ઔચિત્યભંગ ન થતો હોય તો કોઈ અદ્ભુત કાલ્પનિક નિયમને વળગી વસ્તુયાથાત્મ્ય બગાડવાની જરૂર નથી. "પોયટિકલ જસ્ટિસ્" (કવિકલ્પિત ન્યાય) એ સારાને સારૂં, નઠારાને નઠારૂં, એમજ ફલ આણવામાં રહ્યો છે, ને તે યોગ્ય છે, પણ

તેમાં એ વાસ્તવિક ન્યાયથી વસ્તુગત્યા જે થતું હોય તેને ઉલટાવી નાખી એક એ ન્યાયનીજ ખાતર અકલ્પિત કલ્પના કરવી એ ઔચિત્ય નથી. આ ઔચિત્યને કેટલાક આધુનિકોએ એટલેસુધી તાણી મૂક્યું છે કે જે લેખમાં કાંઈ પણ અનાચારની નોંધ હોય, અનાચાર નહિ પણ સંસારના મૂલભૂત સ્ત્રીપુરુષના સંબંધના સદાચારની નોંધ હોય, તે લેખ ઔચિત્ય વિનાનો છે! આમ સમજનારાએ જાણવું જોઇએ કે સંસાર કાંઈ દેવથી ભરેલો નથી, ને જોકે આપણે તેને તેવો કરવા ઇચ્છીએ છીએ, તોપણ તે ઇચ્છા પાર પાડવામાટે સદ્ગુણમાત્રનાંજ ચિત્રના સ્વાદ જોડે દુર્ગુણનાં દુઃખની કટુતા પણ બતાવવી પડેછે. અન્તે, એટલે આજન્મમાં કે અન્યજન્મે કર્માનુસાર ફલ થાયજ છે, ને તે લેખકે સિદ્ધ કરવું જોઇએ, છતાં અવાંતર વ્યતિક્રમ દોષવાળો નથી. કવચિત્ એમ પણ થાયછે કે કેવલ દુરાચારમય વર્તન અને તેના, પ્રત્યક્ષ નહિ, પણ સૂચિત પરિણામથીજ ગ્રંથસમાપ્તિ થતી હોયછે, પણ તેટલાથી તે લેખ અધમ ગણાવો કઠિન છે. અનુબંધપરત્વે ઔચિત્યનો એમાં ભંગ ગણાય નહિ. આવા ભેદમાંજ પાશ્ચાત્ય અને અત્રત્ય લેખની પદ્ધતિનો ભેદ છે. આપણા કવિનાં પાત્રો ઉત્તમ તે ઉત્તમજ—અલૌકિક. પાશ્ચાત્યનાં સામાન્ય, જનસ્વભાવનીજ પરાકાષ્ઠા. ઉત્તમ દૃષ્ટાન્તથી ઉત્કૃષ્ટતા માત્રનોજ બોધ કરવો એ આપણા લેખકોનું પ્રવૃત્તિનિયામક છે, અધમતાનાં દુષ્ટ પરિણામથી પણ ભીતિ પમાડી સન્માર્ગ બોધવો એ પાશ્ચાત્ય લેખકોનું છે. હું જાણું છું કે ઉભયનું મિશ્રણ લાભકારી છે. કેમકે એકથી જો કેવલ આ સંસારની પારનાં માણસ તૈયાર થાયછે, તો બીજાથી કેવલ નિકૃષ્ટ પ્રવૃત્તિજ અયોગ્ય અધિકારીઓ ગ્રહણ કરેછે. કહેવાનું તાત્પર્ય એ છે કે જે લેખનો એકત્ર હેતુ સામાન્યપ્રવૃત્તિ કરતાં ઉચ્ચતર પ્ર-

વૃત્તિ ને તેથી ઉચ્ચતર સુખ બોધવાનો છે તે લેખમાં, અન્યોન્ય વિષમતાના પ્રદીપનમાટે, યદ્યપિ શુભાશુભ ચિત્રોનો યોગ હોય તથાપિ તેમાં ઔચિત્યભંગ થતો નથી. આમ વિચાર કરી અનેક રીતે, અવલોકન કરનારે નિર્ણય કરવાનો છે. એકાન્તશુદ્ધ કે એકાન્તદુષ્ટ, એવી કોઈ વસ્તુ નથી. વસ્તુમાત્ર અધિકારપરત્વે શુદ્ધ, અશુદ્ધ, ઉભય કે અનુભયરૂપે જણાયછે, પણ અવલોકન કરનારનું તો એજ કર્તવ્ય છે કે અશુભમાંથી શુભને ફ્લાવવું, નિઃસારમાંથી સાર સમજાવવો, સંસારને સ્વર્ગ કરવો.

ઘણાક અવલોકન કરનારમાં એક બીજો પણ દોષ નજરે પડેછે. તેઓ સમગ્ર ચિત્રને વિલોકી શકતા નથી; તેના કોઇ એક દેશને ગ્રહણ કરી વિચાર આપવા વળેછે. આપણે જાણીએ છીએ કે મનોહર સુંદર ચિત્ર, હ્રદયના મર્મભેદક ભાવના આવિષ્કારયુક્ત વદનવાળું ચિત્ર, તે બનેલું તો અનેક રંગના લીટા લીટાનુંજ હોયછે. એનાથી જે અસર થાયછે તે કહી શકાતી નથી કે તે તેના ચક્ષુના ભાવથી થાયછે, કે તેના વદનની આકૃતિથી થાયછે, કે તેની સ્થિતિના મરોડથી થાયછે! તથાપિ તે પ્રતિવસ્તુ જુદી જુદી લઈએ તો કાંઇ અસર કરતી નથી, ક્વચિત્ તુચ્છત્વનો વિચાર પ્રેરેછે. સમગ્ર જોતાં હ્રદયમાં કેવાં ભવ્યતા, પ્રીતી, તન્મયતા, આનંદ ઉદય પામેછે. લેખકોના પરિણામ પણ ચિત્ર જેવા છે. ચિત્રનો ચીતરનાર, તેની પીછી, તેના રંગ, કે તે ચિત્રના ભિન્ન ભિન્ન અવયવ, એ બધું જેમ વિસરી જવાનું છે, તેમ લેખનું પણ જાણવું. સમગ્ર ચિત્રમાત્રજ કેવું છે? સમગ્ર વિષયનિરૂપણ કેવું છે? આટલોજ વિચાર કરવાનો વિષય છે ને તે વિચારનું ફ્લ બીજાને સ્પષ્ટ રીતે સમજાવવું છે. જેનો સ્વભાવ નિંદા કરવાનો હોય, જેને જાણી જોઈને દોષારોપમાંજ પ્રીતિ રાખવી હોય, તેને તો

સુલભ માર્ગ છે, ચિત્રની રેખ રેખ લેવી એટલે તે પોતાને, તેમ જોનારને, કોઇને સુંદર, સુશ્લિષ્ટ, કે શુદ્ધ લાગવાની નહિ. કાંઇ ન ચાલે તો ચિત્રકારનેજ વળગવું એટલે નિંદાનો પ્રસંગ સંપૂર્ણ રીતે મળશે. મારો આ સ્થલે મનુષ્યાવલોકન માટે લખવાનો હેતુ નથી, કેમકે તેનેમાટે તો શાસ્ત્રોના થોકેથોક લખાતાં પણ પાર આવ્યો નથી, છતાં એટલું તો કહેવા ઇચ્છું છું કે આચાર અને વિચાર એ બે વાત એક હોય એતો ઉત્તમજ છે, પણ તેમ ન હોય તો એ આચારની વિરુદ્ધતાનેલીધે ક્ષણસુખ લોલુપજ સ્વભાવમાં, વિચાર પણ ખોટા કરતા નથી. વિચાર પ્રમાણે આચાર ન રાખનારને બીજાની નિંદા કરવાનો હક નથી, પણ યોગ્યાયોગ્યનો વિચાર આપવાનો તો છે. આપણા વિચાર આપણા ઐશ્વર્યનો અંશ છે. આપણો આચાર આપણા મર્ત્યત્વનો અંશ છે. ઐશ્વર્ય અધિક અસર કરનારૂં તે નિત્યછે, મર્ત્યત્વ થોડાકજ ભાગમાં અસર કરનાર અને અનિત્ય છે. મનુષ્યમાત્રપરત્વે જ્યારે આમ છે ત્યારે તે નિયમ લેખકોના લેખ જોતાં તો જરાપણ વિસરવો જોયતો નથી. એવી દોષ આરોપવાની પ્રવૃત્તિ નિરર્થક, નિષ્કારણ છે, ને તેનું કારણ અને કાર્ય તે પોતેજ છે. એનાથી કોઇને લાભ નથી, ને તેવી પ્રવૃત્તિ ન થઈ હોત તો હાનિ નથી. અવલોકનકારે આ વાત બહુજ લક્ષમાં રાખવાની છે. એટલી બધી લક્ષમાં રાખવાની છે કે જ્યાંસુધી તેને સમગ્ર ચિત્ર વિલોકી સમજતાં આવડતું નથી ત્યાંસુધી તે અવલોકનના કાર્યનેજ લાયક થયો નથી.

આ બધા નિયમો સામાન્યરીતે સર્વના જાણવામાં છે, પણ થોડાજ તેને પાલેછે. લોકપ્રીતિ, કીર્તિ, માન એ એવી અદ્ભુત વસ્તુ છે કે જ્યાં તેનો આપણે ઘણાંમાં ઘણો અસંભવ ધારતા

હોઇએ ત્યાંજ તે હાજર હોયછે. ઉદાર નિઃસ્વાર્થના ઉજ્વલપ્રકાશથી માંડીને તે કેવલ સ્વાર્થમગ્નપાતકગૃહના અંધકાર સુધી પણ તેની મર્યાદા સર્વોપરિ વર્તેછે. જેમ અસંખ્ય ગ્રંથકારપતંગ એ દીપમાં ઝંપલાવે છે, તેમ તે પતંગને ભક્ષણ કરવાનું સામર્થ્ય જણાવવામાંજ શક્તિની સિદ્ધતા દાખવનારા તે દીપ પાછળ અસંખ્ય ભમેછે. ઉભયનાં ઉત્પત્તિ ને લય સાથેજ થાયછે; પણ ક્ષુદ્ર મનને એ લિપ્સા સહજમાં થાયછે કે અન્યના દોષ દેખાડવાથી તે મારાથી નિકૃષ્ટ ગણાશે ને એમ હું ઉત્કૃષ્ટ થઇશ. મિથ્યા આશા! એમાંનું કાંઈ થતું નથી, ને નિકૃષ્ટનું ફલ નિકૃષ્ટજ આવેછે. કેટલાક એવા પણ હોયછે કે પ્રકાશમાન્ મહાજીવની પીઠે વળગી પ્રસિદ્ધિ શોધેછે, પણ તેમનો વિનાશ તે પ્રકાશના અનાદરરૂપ અગ્નિમાંજ સહજે થાયછે એ આગળ કહેલુંજ છે. આવાં ફાંફાં મારવા છતાં લોકપ્રીતિ શું છે? કેવલ ધૂમ્રનો બાચકો. લોકમત છે તે મેઘધનુષ્ જેટલા રંગનું બનેલું છે, ને તેટલુંજ ક્ષણિક છે. તેને ધોરણે વર્તનારનું વર્તન અને તે વર્તનનાં ફલ પણ તેવાંજ અનિયમિત અને ક્ષણિક થાયછે. દિબહુના આજના માનિતપુરુષો કાલના અવમાનિતમાં પડેછે, ને લોકપ્રીતિના અભિષેકનું જલ સુકાતાં પૂર્વેજ તે પદભ્રષ્ટ થાયછે. લોકમતને અનુસરનાર એમ પરિતાપ, પશ્ચાત્તાપ ને નિષ્ફલતાજ ભોગવેછે. પોતાનું હૃદય અને અસ્ખલિત અનાદિસિદ્ધ વિશ્વનિયમ એજ ઉચ્ચાભિલાષીનાં પ્રવૃત્તિ નિમિત્ત છે, ને અવલોકનકારે કે ગ્રંથકારે સર્વેએ તેનેજ વળગવામાં સ્વાર્થ માનવાનો છે. વળી, જે ન્યાય કરવાની ઇચ્છા રાખેછે, જે અવલોકન કરવાનું અભિમાન ધારેછે, તેણે તો "હું અને મારૂં" એ વાત અત્યંત વિસરી જવી જોઇએ, અર્થાત્ દોષદૃષ્ટિમાં સંતોષ ન માનવો જોઇએ, ગુણનિરૂપણમાંજ પ્રીતિ રાખવી

જોઇએ. કોની પ્રવૃત્તિ લક્ષમાં લેવી? એક ક્ષણમાત્રમાંજ ઉત્પત્તિ, સ્થિતિ, લય, ત્રણે અનુભવનાર પતંગની? તેમાં પણ સમાનજાતીય પતંગે પતંગનું તો ઠીકજ છે, પણ અવલોકન કરનાર કરાવનાર સૂર્યે તેના ઉપર દૃષ્ટિ કરવા નીચા નમવું? એમ કરનારા અવ-લોકનકાર ગણાયજ નહિ.

આપણી ભાષામાં આજ કાલ અનંત લેખકોની પ્રવૃત્તિ જાગી છે, તેમાંની જે જે નિકૃષ્ટપ્રવૃત્તિ છે તેથી ઉત્કૃષ્ટને પણ લોકો ઓળખી શકતા નથી, માટે કોઈ અવલોકન કરનારની આવશ્યકતા છે એવું સામાન્ય લોકમત છે. આ વાત બહુ ઉચિત છે, ને એમ થવાની આવશ્યકતા છે. પરંતુ આ સ્થલે જે અલ્પ વિવેક કર્યોછે તેથી સિદ્ધ જણાશે કે અવલોકન શું છે, ને તે કેમ અને કોણે કરવું. એ વાત જો યથાર્થરીતે ન સમજાય તો જેટલા લખનારા છે તે-ટલા અવલોકન કરનારા પણ ભલે ઉભરાય; એથી કશો લાભ થવાનો નથી, હાનિ તો સ્પષ્ટજ છે.

નડીઆદ.
૧૨, ૧, ૯૦.

લે. મણિલાલ. ન. દ્વિવેદી.

રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.

કૃત,

# "सरस्वतीचन्द्र" भाग पेहेलानुं

# अवलोकन.



કર્ત્તા

વિશ્વનાથ વિ. પ્રભુરામ.

# रा. रा. गोवर्धनरामकृत

# "सरस्वतीचंद्र" भाग पेहेलानुं

## अवलोकन.



સારી છપાઈનું, વિચિત્ર રંગથી સુશોભિત પુઠાંનું, આ પુસ્તક સર્વને દર્શનથી મોહમાં ખેંચી, સ્વશરીરમાં ગોઠવાએલ વિવિધ પ્રકારની રચનામાં મનને ખેંચેછે. પુસ્તક ઉઘાડી, પ્રથમનાં કર્ત્તા અને કાર્યનાં નામદર્શક પૃષ્ઠો ફેરવી, લઘુ પણ પ્રૌઢ, ઇંગ્લિશ અને ગુર્જર ભાષામાં લખાએલી પ્રસ્તાવનાઓ વાંચી, તેમાં જણાવેલા વિચારો ઉપર વધારે વિચારો દર્શાવ્યા વિના, તેમજ મંગલાચરણરૂપે લખાએલી અર્પણપત્રિકા વાંચી, અનુભવી, આપણે કથાભાગમાં પ્રવેશ કરીએ.

પ્રથમ પ્રકરણમાં કર્ત્તા આપણને પશ્ચિમ સમુદ્રના કોઈ બંદરને કાંઠે આવી પડેલાં વહાણ ઉપરથી ઉતરતા એક પુરૂષને દેખાડેછે. આ પુરૂષનું વર્ણન અને નવું ધારણ કરાવેલું નામજ ( ગ્રંથારંભે લખેલ નામને મળતું હોવાથી ) વાંચનારના મનમાં વિચાર ઉત્પન્ન કરેછે, કે

આ મનુષ્ય કોઇજ નહીં પણ કથાનો નાયકજ હોવો જોઇએ અને અંતે તેમજ નિસરેછે. આપણે એ પુરૂષને નાયક કહી શકશું? બંને પક્ષમાં વિવિધ કારણો છે. પ્રથમ ભાગ ઉપર દૃષ્ટિ રાખતાં આ પુરૂષને નાયક કહેવો એ, આ કથામાં આવતા બીજા પુરૂષને અન્યાય કરવા જેવું છે. જો એનેજ નાયક કહીએ તો એ નાયક બહુ વિચિત્ર છે. ઈંગ્લિશ કવિ ગોલ્ડસ્મિથના "ચાઇનીસ લેટર્સ" માંહેલા ચાઇનીસના જેવો આ પુરૂષ જણાયછે. સ્વગૃહનો ત્યાગ કર્યા પછી આ પુરૂષે ઉપર લખેલ પુરૂષના પરિમાણે એટલું બધું આપણું ધ્યાન ખેચ્યું નથી; કે આપણે તેને બહુ ઉચા પદે મુકીએ. પ્રથમ ભાગની અપેક્ષાએ, આખી કથાનો એ નાયક હોવા છતાં પણ, બુદ્ધિધનને આપણે નાયક કહિશું તો એ અયોગ્ય નહિ કેહેવાય. આ વિષયમાં વિશેષ બોલવું એ, જ્યાંસુધી દ્વિતીય ભાગનાં દર્શન નથી થયાં ત્યાંસુધી અનુચિત છે.

આ સરસ્વતીચંદ્ર અથવા આપણી દૃષ્ટિમર્યાદામાં ઉભેલો નવીનચંદ્ર, સુવર્ણપુરનો અતિથિ, નૌકામાંથી ઉતરી, વિચાર કરતો રાજેશ્વર મહાદેવના મંદિરમાં પ્રવેશ કરેછે. મંદિરનું વર્ણન સામાન્ય છે. તે વર્ણનમાં આપણી દૃષ્ટિ આગળ તે મંદિરનું સ્વરૂપ સાક્ષાત્કાર કરાવવાની શક્તિ નથી. કરણ ઘેલો અથવા રાણકદેવીના કર્ત્તા

આ વિષયમાં આ કર્ત્તા ઉપર જય મેળવેછે. અસરકારક વર્ણન કથાની રસિકતા, લાવણ્ય અને વાંચનારની ઉત્કંઠાને અધિક કરેછે; તેમાં કર્ત્તા અને કાવ્યનું સાફલ્ય છે. અંદર પ્રવેશ કરતાં મૂર્ખદત્ત તપોધન (!) નાં દેવ-સહવર્ત્તમાન દર્શન થાયછે. મૂર્ખદત્ત ઘણે ઠેકાણે અને સમયે પોતાનું મૌર્ખ્ય દેખાડેછે, તથાપિ તે મૂર્ખ નથી, એમ કર્ત્તાના લેખ ઉપરથી જણાયછે. હશે. આ પ્રવેશ પછી કથાભૂમિ ઉપર આ પુરૂષનું ક્વચિતજ દર્શન થાયછે; માટે આપણે પણ તેનેવિષે અહિંજ પૂર્ણાહુતિ કરીએ. એ સાંપ્રત સ્થિતિના પૂજારીનું યથાસ્થિત ચિત્ર છે, એમ કહેવામાં અસત્ય નથી; પરંતુ હજી એ વર્ણનમાં કાંઈક ન્યૂનતા જણાયછે. કર્ત્તાનો લેખ આપણને વધારે જાણવા અને આનંદ લેવા ઉત્સાહી કરેછે; પણ તે ઉત્સાહમાં તણાતાં આપણે ઠગાઇએ છીએ.

બીજા પ્રકરણમાં આપણી દૃષ્ટિમર્યાદા આગળ ત્રણથી ચાર યુવતીઓ આવેછે. નવીનચંદ્ર–સરસ્વતીચંદ્ર, કલ્પાએલો નાયક, અહિંઆંથી લગભગ છ પ્રકરણસુધી તટસ્થ રહેછે. અજ્ઞાત મનુષ્ય! કોઈ જાણતુંએ નથી અને કોઇને જાણવાની ઇચ્છાએ નથી કે તે કોણ છે. ડા. પિટર્સન જેવા ટીકાકારને આવી સંકલનામાં કદાચિત્ વધારે આનંદ આવે; પરંતુ બાણ મહાકવિને એ

ઠીક નથી લાગ્યું. "પ્રથમથી *નાયિકા (નાયક)નો પ્રવેશ કરાવીને, થોડીવાર તટસ્થ વા શૂન્ય જેવી (વો) દર્શાવવી (વો) તે કરતાં યોગ્ય અવસરે પ્રવેશ કરાવી સમાપ્તિ પર્યન્ત પ્રત્યક્ષ રાખવી (વો) એ ઠીક." હશે. આ પ્રકરણ ઉપર વધારે ટીકા કરવા જેવું કાંઈ નથી. બુદ્ધિધનના કુટુંબમાંના જનોની સામાન્ય ઓળખાણ કરાવવાવિના પ્રકરણ કાંઈ બીજું ઉપયોગી જ્ઞાન આપતું નથી. પ્રમદા અલકકિશોરી અને બાલા પણ પ્રૌઢા કુમુરસુંદરી વિષે વિવેચન કરતાં તેમનાં માત, તાત અને સગાં સંબંધીઓ વિષે કાંઈક જ્ઞાન મળેછે. બુદ્ધિધનમાટે આપણે ઘણું જાણવાનું છે અને યોગ્ય સ્થલે કર્ત્તાએ સંપૂર્ણ જ્ઞેય જણાવ્યું છે. કુમુદસુંદરીનાં પિયરીઆંવિષે, તેની પોતાની સદ્ગુણીવૃત્તિને લીધે, કાંઇક જીજ્ઞાસા થાયછે, અને જીજ્ઞાસાના પ્રમાણમાં જેવું જોઇએ તેવું જ્ઞાન મળેછે. તે આપતાં વિદ્યાચતુર અને તેની સ્ત્રી વચ્ચેના આલાપમાં સ્ત્રીસુધારણાવિષે કાંઇક નોંધ કરી કર્ત્તા પાછો પોતાની મૂળવાત ઉપર આવી જાયછે. વાત કરતાં કુમુદસુંદરીનો પ્રથમ સંબંધ કેમ થયો હતો અને તે કેવી રીતિથી તુટ્યો, વિગેરે જ્ઞાન સંક્ષેપમાંજ આ-

* રા. છગનલાલ હરિલાલ પંડ્યા; કાદમ્બરી ભાષાંતરની પ્રસ્તાવના.

પેછે. આગળ સરસ્વતીચંદ્ર વિષે બોલતાં ફરી બોલવું પડશે માટે હાલ એટલુંજ ઠીક.

અલક અને કુમુદ હજી મંદિરમાં આવી પ્રવેશ કરેછે તેટલામાં કોઇ અનુચરવર્ગમાંથી આવી, બુદ્ધિધન અને રાણાજીના (સુવર્ણપુરના અધિપતિના) આવવાની ખબર કહેછે. સૌ યોગ્ય સ્થળે જતાં રહેછે; અને રાણાજી તથા બુદ્ધિધન શિવલિંગ સામે પોઠિયા આગળ સોનેરી ગાલીચા ઉપર વિરાજેછે.

અહિંથી આ વાતનો સંબંધ બંધ થાયછે. વસ્તુસંકલના ઉપરથી અનુમાન થાયછે, કે સંકલના લેખિનીના ઉપયોગ અગાઉ થઇ નથી. કર્ત્તાએ મન–તુરંગને બરાબર કાયદામાં રાખી ચલાવેલ નથી. તેને તેની સ્વેચ્છા પરિમાણે જવા દઇ, અજ્ઞાતમાર્ગે જાયછે એમ જણાતાંજ રશ્મિ ખેંચી, પાછો વાળી, મહાયત્ને બીજે માર્ગે ચલાવેછે.

બુદ્ધિધન ઉચ્ચ, પણ દુર્દૈવથી નિર્ધન, કુળમાં જન્મેલો પુરૂષ છે. "પુત્રનાં લક્ષણ પાલણામાંથી જણાય" એ નિયમ પ્રમાણે બુદ્ધિધનની બુદ્ધિનો પ્રભાવ તેની બાલ્યાવસ્થામાંથી દીપેછે; પરંતુ તેમાં નિર્ધનતાનું વાદળું આવરણ કરેછે. પોતાની નિર્જીવ મોટાઇમાં મગ્ન રહેલા, નિષ્પાપ, નિષ્કપટ પિતાના મુખમાંથી, આગળ થઇ ગએલા વડીલોની મોટાઇ વિષેની વાતો સાંભળતો; અને

સદ્ગુણી, સ્વઅવસ્થાની પૂર્ણ જ્ઞાતા, થએલા અસ્તથી ખિન્ન થતી અને ઉદયની ઇચ્છામાં લીન થએલી, માતાના ઉત્સાહક સદુપદેશનાં વચનો સાંભળતો આ બુદ્ધિબાલક શાલામાં પોતાનું અધ્યયન કરેછે. ઈશ્વરી નિયમને અનુસાર વા અનનુસાર, આપણે જોઇએ છીએ કે કેટલાક પુરૂષો જેમની વિદ્યાર્થી અવસ્થા મંદ હોયછે, તે પ્રૌઢાવસ્થામાં ઘણા દીપ્તિમાન્ થાયછે. આવા પુરૂષોની સંખ્યા બહુ નાની હોયછે; પરંતુ આ નાની સંખ્યાનો ઘણો ભાગ યશસ્વી થયાવિના રહેતો નથી. એ વર્ગમાંનો બુદ્ધિધન, પોતે ઉચ્ચ સ્થિતિમાં કેમ આવે; લોકો પોતાની સ્તુતિ કેમ કરે; પોતે લોકમાન્ય તેમ રાજમાન્ય કેમ થાય; એ આદિ વિચારમાં લીન થાય, એ સ્વાભાવિક છે. વયની પહેલી વિંશીમાંથી નીસરી બીજી વિંશીમાં પ્રવેશ કરતો પુરૂષ સદા વિચિત્ર વિચારોમાં લીન હોયછે. એ સમય અનિશ્ચિતાવસ્થાનો છે. પૂર્ણ સુખની બાલ્યાવસ્થા અને કિશોરાવસ્થાનો ત્યાગ કરી, યુવાવસ્થારૂપી નાવમાં બેશી, સંસારસમુદ્ર તરવાની તજવીજ કરતો પુરૂષ, સદા, ભવિષ્યમાં તેને કેટલાં તોફાનો નડશે, તેનું શું થશે, નિર્વિઘ્ન પાર જવાશે કે નહીં, દુર્જનરૂપી મગરમત્સ્યાદિકથી દુઃખ થશે કે નહીં, એ આદિ ઘણા વિચારોએ પરિવૃત હોયછે. ગર્ભશ્રીમંતોને તથા અતિ નીચ પંક્તિના પુરૂષો, જેઓ સેવા કરીનેજ

પ્રાણયાત્રા કરવામાં તત્પર હોયછે, તેવાને આ જાતના પુરૂષોને વિચારરૂપી ગુલાબના કાંટાની થતી પીડાનો અનુભવ થવો અશકય છે. મુંબઈ જેવા મહાન્ શેહેરમાં, રાજમાર્ગે પ્રાતઃકાલમાં દશઘંટા સમયે ઉભા રહી જોતાં ઘણા પુરૂષો હાથમાં છત્રી, પગમાં સામાન્ય પણ અતિકાળાં ઉપાન અને ઘણું ફરી ચકરી પાઘડી પેહેરેલા, હસતા હસતા ચાલતા દૃષ્ટિગોચર થશે. બુદ્ધિધનના અંતઃકરણને પીડા કરતા વિચારમાંનો એક પણ વિચાર તેમને પીડતો નથી. તેઓ કંટક સમીપ જોતા પણ નથી; કારણ તેમણે ગુલાબ શું છે તે જાણ્યું નથી, અથવા જાણ્યું છે તો તે મેળવવા જેવા પોતા યોગ્ય ગણતા નથી. આવા પુરૂષોને બુદ્ધિધનની આરંભ થતી યુવાવસ્થાની સ્થિતિનો અનુભવ ન થાય તો આપણે આશ્ચર્ય થવા જેવું નથી. આ વિદ્વાન્ કર્ત્તાનો લેખ વાંચી કેટલા પુરૂષોએ પોતાના હૃદય ઉપર હસ્ત મુકી સ્વગત કહ્યું હશે કે "હા! બુદ્ધિધન તે હુંજ!" ઘણા થોડાએ; પણ એ થોડાને સાક્ષાત્ અનુભવ થયો હશે અને જરા સંભાવન પણ થયું હશે, કે તેના પોતાના જેવા પુરૂષોનું ચિત્ર આપતાં કવિઓએ, તેવી સ્થિતિનો સામાન્ય રીતિએ સંભવ છે એમ દર્શાવ્યું છે. ઘણી થોડી, પણ તેવી થોડી પણ બુદ્ધિધનની પ્રતિમાઓને આપણે શું જોતા નથી? સાંપ્રતસમયમાં એવા પુરૂષોના મોટા સ-

